ૐ

वन्देमातरम्

# ભારત પ્રકાશ.

(નવજીવન ગીતાંજલી અને કળીયુગમાં દેવનાં દર્શન.)

દોહરો.

જગતમાં કંઇક નર એવા, કરે જે રાંડની સેવા;
ન કરે દેશની સેવા, રહ્યા તે બાયલા જેવા.

---


લેખક: વીઠુલરાય મોતીરામ પંડયા.
નારદીપુરકર.
હાલ રંગુન (બરમા).



પ્રકાશક: જવેરલાલ મણીલાલ પંડયા.
નારદીપુરકર, (હાલ) અમદાવાદ.
માડીયા, ગોટીની શેરી, ઘર નં. ૩૫૪૦.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ–પહેલી. સને ૧૯૨૨.

કિંમત ૦-૧-૩.

# ભારત પ્રકાશ.

(નવજીવન, ગીતાંજલી, અને કળીયુગમાં દેવનાં
દર્શનમાંનું એક દૃશ્ય.)

અધર્મ જ્યાં વ્યાપે અતિ, ત્યાં દેવ ખડા તૈયાર;
સુસંસ્થાઓ સ્થાપીને, જૂલ્મનો કરે સંહાર.

પંથ બતાવ્યો ધર્મનો, પ્રથમ કર્મ કરનાર;
ભય ભગાડ્યો સત્યથી, શાસ્ત્ર અ-સહકાર.

ધરી સુદર્શન ચક્ર ને, કર્યો પુનર ઉદ્ધાર;
આંખ ઉઘાડી હિન્દની, ભુલે ન કો ઉપકાર.

અહિંસાત્મક સુર બંસીની, સંભાળતા ચોપાસ;
મોહન તારા શ્રમ થકી, થયો ભારત પ્રકાશ.

વી. મો. પંડયા

શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર, વાઘેશ્વરની પોળ-અમદાવાદ.

# સ્વદેશ ભક્તોને સુગંધમય પુષ્પહાર (આરતી)



જય ગંગાધારી પ્રિય જય ગંગાધારી
બાલ મુકુન્દ મોરારી (૨) તિલક જયકારી. જય.

અમો આર્યની આંખ ઉઘાડી, જણાવ્યું લાભકારી. પ્રિય. (૨)
સ્વહીત સ્નેહે શીખવ્યું (૨) છીએ બહુ આભારી. —જય.

સ્વદેશ શારૂ જીવન ગુજાર્યું, અહા પુણ્યશાળી. પ્રિય. (૨)
ધન્ય ધન્ય મહારાજા, (૨) નમું વારંવારી. —જય.

દાદાએ પ્રીતેથી રેડયું, હૃદય અમૃત વારી. પ્રિય. (૨)
સ્વરાજ મંત્રો દીધા, (૨) ખરેખર બલીહારી. —જય.

**ગાંધીજી સત્યાગ્રહ ધરિઓ, ટેક ધર્યા ભારી.** પ્રિય. (૨)
**તજેન કષ્ટથી સત્યતા, (૨) છે હિંદ આભારી. —જય.**

સ્વયંમ સેવકો શાળાઓ સ્થાપી, કૃષ્ણ ગોપાલે. પ્રિય. (૨)
વક્તા વીરોને બનાવ્યા, (૨) ધરી અંતર વ્હાલે. —જય.

**શ્રધ્ધાનંદે શ્રધ્ધા રાખી, નિજબળ આધારી,** પ્રિય. (૨)
**બહુ બાહોશી બતાવી (૨) દીલ્હીમાં સારી. —જય.**

અલીભાઈઓની દઢતા દેખી, બનું આનંદકારી. પ્રિય. (૨)
**સ્વતંત્રતા લાલાની,** (૨) શું કહું વીરતારી. —જય,

**ફરજ માલવીઆ** બધું સમજે, હિંદ બીરઃ ભારી. પ્રિય. (૨)
**સેવા સરોજની નાયડું,** (૨) છે અતિ ઉપકારી. —જય.

આત્મભોગ આપરજી દેતા, હિંદ તણા સારૂં. પ્રિય. (૨)
હિંદ દેવીના માટે, (૨) ગણો સહુ અકારૂં. —જય.
અસંખ્ય દુઃખ શરીરે વેઠે, દેશ કાજ ધારી. પ્રિય. (૨)
એવા રત્ન વીરોની (૨) આરતી ઉતારી. —જય.
સ્વદેશ ભક્તનું જે ભાઇ બ્હેનો, અનુકરણ કરશે. પ્રિય. (૨)
તેના સાચા દીલમાં (૨) અવનવું કંઈ તરશે. —જય.

**સર્વ હક્ક સ્વાધીન.** **વી. મો. પંડયા.**

---

## મહાત્મા ગાંધીજી અને ચરખાનુ દૈવ્ય બળ.
## અને
## ભારત માતાને જાગૃત થવા વિજ્ઞપ્તિ.

---

( પાપ તારૂં પ્રકાશ જાડેજા ધર્મ તારો—એ રાગ. )

જાગ જાગઓ ? જગત જનુની ભારત મારી માતરે.
તારી જ્યોતિ ઘટવા નહી દઉં, જનેતારે ? એમ ચરખો કહે છે.
દૈવ્યશક્તિ દેખાય ચરખામાં, દૈવ્ય શક્તિ દેખાયરે,
ઉદ્ધાર તેમાં ત્હારો, જનેતારે ? એમ ગાંધીજી કહે છે.
રવી ઉગ્યો આકાશમા તું જો, રવી ઉગ્યો આકાશરે,
તીમીર પડદા તોડીઆ જનેતારે ? એમ ચરખો કહે છે.
મેળવવું સ્વરાજ ચરખાથી, મેળવવું સ્વરાજરે.
રોધર ફરતા થાય (ચરખા) જનેતારે ? એમ ગાંધીજી કહે છે.

જગાવ્યું હિન્દુસ્તાન મોહને. જગાવ્યું હિદુસ્તાનરે,
સુણાવ્યા મોરલીનાનાદ, જનેતારે ? એમ ચરખો કહે છે.

જીવનબળ છે અગાધ ચરખામાં, જીવન બળ છે અગાધરે.
સુખ મરો સર્વેનો જાય જનેતારે એમ ગાંધીજી કહે છે.

વરતાવ્યો અસહકાર ગાંધીએ, વરતાવ્યો અસહકારે,
હૈમાતા તુજકાજ જનેતારે ? એમ ચરખો કહે છે,

વીદેશીઓ રડનાર ચરખાથી, વિદેશીઓ રડનારરે,
લુંટાતું ધન બચી જાય જનેતારં ? એમ ગાંધીજી કહે છે.

કળાતાજી કરનાર ગાંધીજી, કળાતાજી કરનારરે,
દેશનું દુઃખ દળનાર, જનેતારે ? એમ ચરખો કહે છે.

કરે ઉભય ઉદ્ધાર ભારતનો. કરે ઉભય ઉદ્ધારરે,
માનશે જવ નરનાર જનેતારે ? એમ ભારતી કહે છે.

વી. મો. પંડયા.

---

## મહાત્માશ્રી સ્વામિ શ્રદ્ધાનંન્દજીને અભિવંદન.

### પત્રિકા.

( હરિગીત છંદ. )

સ્વામી પધાર્યા પ્રેમથી, દર્શન થયાં ઘણા હર્ષથી;
ખ્યાતી ખરેખર સાંભળી, દીલ્હી તણા રમખાણથી.—૧

હિત હિન્દનું કરવા તમે, પગલાં ભર્યા વીવેકથી;
પંજાબમાં જઈ વિચર્યા, હન્ટર કમિટી જોગ જઇ.—૨.

દિલ્હી તણા તોફાનમાં, અદ્ભુત શ્રદ્ધા દાખવી;
તોફાનને ટાળ્યું તમે, દરકાર દેહની નવ કરી.—૩

કોન્ગ્રેસના મંડપ વીષે, ભાષણ જે ભાષણથી કર્યું;
સચોટ ને સાદું વળી, દિલ હિન્દીને વિષે ઠર્યું.—૪.

વકીલાત છોડી દેશ કાજે, સ્વધર્મને આગળ કર્યો;
ધન્યવાદ અનહદ આપને, સંન્યાસને આપે ધર્યો.—૫.

બ્રહ્મદેશમાં વસતા અમો, પ્રેમીજનો પીંગળી ગયા;
દર્શન તણાં અભીલાષીનાં, દીલથી ખરેખર દ્રવી ગયા—૬.

અંતર હમારૂં ઉછળે, જોતાં અહા બ્રહ્મદેશમાં;
દેદીપ્યમાન સુવર્ણથી, મંદીર ગૌતમ બુદ્ધનાં.—૭

વંદન અમારૂં સપ્રેમથી, હે સ્વામીજી સ્વીકારજો;
ગુરૂ મંત્ર આપી સર્વને, સ્વદેશ પાઠ શીખવજો.—૮.

જઇ માંડલે મંગળ ધ્વની, ઉપદેશને પ્રગટાવજો;
મનસુખ વદે અંતર થકી, શુભ માર્ગ દર્શાવજો.—૯

લે. મ. ચુ. (રંગુન.)

# શ્રી મહાત્મા ગાંધીજીની સ્તુતિ.

( રાગ માઢ. )

જગમગ જગમગ ઝળકે હિંદ માતરે,
અરૂણોદય થયો છે આકાશ.
પ્રસન્ન થાતું સુન્દીર પ્રભાતરે,
ધીમે ધીમે પ્રકટે છે પ્રકાસ.

ભોગવીયા અતિ દુઃખ આફ્રિકે, ગણી નહી કંઇ કાય;
હિન્દીઓના કર કમતી કરાવ્યા, (૨) સત્યથી મેળવ્યો ન્યાયરે.
અરૂણોદય.

હિન્દ કળા તેંહ તાજી કરી છે, એ ઇશ્વર અવતારરે;
ભારતમાં ઉદ્યોગ વધાર્યો, (૨) ગરીબના આધાર રે.
અરૂણોદય.

ગુમાવ્યું જે પાછું મેળવવા, હિન્દ તણું ત્હેં હીર;
સાચો સત્યાગ્રહ જગાવ્યો, (૨) ભારતમાં એ વીરરે
અરૂણોદય.

હ્રદયની ઉર્મિયો પ્રગટી, પ્રગટયો અ-સહકાર;
ભાવી ભારતનું સુધાર્યું, (૨) તુહી ખરે કીરતારરે.
અરૂણોદય.

મોહન તારી મોરલી માંહે, ઘેલું બનીયું હિન્દરે;
સુર સુણી ચરખાના તારા, (૨) ગઈ હીન્દની નીંદરે.
અરૂણોદય.

વી. મો. પંડ્

# એ પ્રેમી પંખીડાંની નીડરતા.



એ આર્ય પ્રેમી પંખીડાં, અહિંસા તરૂએ બેઠાં હતાં
ગુલામીમાંથી છૂટવા, સ્વતંત્ર કળા ઘડતાં હતાં,
બહુ દીનની તજી નિંદને. વિચારો કંઈ ફેકેલતાં,
અસહકારી સત્યાગ્રહી, એ બન્ને જોડીદાર હતાં,
બાજરાજ ગગન ઘુમતો હતો, બે આર્ય પંખીને મારવા,
દમનનતીમાં ઉડતો હતો એ સ્નેહીનાં શીર ફાડવા,
અભીમાનમાં તરતો હતો, કંઈ યુક્તિઓ શોધે અતિ,
નલપનો જીવ લેવાને, મતી એકતાર તેની હતી.
એ પંખીડાંને પાડવા, અધિકારી અડગ ઉભા હતા.
અન્યાયી ધનુષ્ય બાણુ જુલ્મનું, ખેંચી મગરૂર થાતા હતા.
ઉખેડવા જડ આર્યની યત્ન હતો એ અશાકારીનો,
પરહદમાં આવી અતિશય, અમલ ચાલે અધિકારીનો,
ઐક્તા જ્યાં તરવરે, ધરી ધ્યાન ધર્મપર ઝુઝતાં,
સ્વદેશના જ્યાં સ્નેહથી, અતિસ્મરણુ અન્તરમાં હતાં,
પોતાના આન્તર બળથકી, સ્વરાજ મંત્ર જપતાં હતા.
સુદર્શન ચક્ર રક્ષા કરે, ભગવંતને ભજતાં હતાં,
વાર્થાધ બધ મહેનત કરે, પણ ધાર્યું ધરણીધરનું બને.
'ીને અતિ પીડતાં, પોતાનું પોતે હણે.

જ્યાં ચમકતી શમશેર, સત્ય ધર્મની ત્યાં શું કરે,
અદલ ઇન્સાફ પ્રભુ આંગણે બેઠાં પંખી વીનંતી કરે,
એ પંખીની ખરી ભક્તિથી કુદરત સર્પનું રૂપ ધરે,
તોડવા જોર જુલ્મીનું જઈ ડસે શીકારના પગતળે.
સર છુટયું શીકારી હસ્તથી વિધાયો બાજ નીચે પડે,
પાયદસ્ત જૂલ્મી બને થયાં જીવે હવે તે શા વડે,
ઉડી ગયાં બે પંખીડાં, ગુલામી દોરી તુટી ગઇ.
સ્વતંત્રતા સુખ મળ્યું અતિ, વૃષ્ટિ પુષ્પની સ્વર્ગથી થઇ,
જ્યાં અંત આવે અન્યાયનો, ને જૂલ્મીનો વળી અધર્મનો,
સ્વરાજ રામરાજ સ્થપાય છે એ મંત્ર સમાયો કર્મનો.

વી. મો. પંડયા.

---

## સ્વદેશનું પ્રાતઃસ્મરણ

( પ્રભાતીયું )

સ્મરણ કર મન તું હિન્દના હીરાનું,
જે થકી જાગૃતી ઝાઝી ફેલી;
હિન્દની લક્ષ્મી લુટાતી અઢળક,
તે ચરખાના બળવડે પાછી રેલી.
ધર્મનો નાશ જ્યાં થાય દેખી પ્રભુ,
પ્રગટ થાતા તુરત મૃત્યું લોક;

---

( મહાત્માજીને છ વરસની જેલ યાત્રા થઈ તે દિવસે બનાવેલું. )

વી. મો. પં

શત્રુના જુલ્મને આત્મના બળ થકી,
સત્ય પ્રકાશથી અવશ્ય રોકે.
ભુખમરો ટાળવા આખી આલમતણો,
પુનરઉદ્ધાર ચરખાનો કરીએ;
ખાદી આબાદી સ્વદેશની સાચવે,
સન્મુખે શાળ ઉદ્યોગ ધરીયે.

લેવાને ન્યાય શ્રી સહકાર આગળ કરી,
સત્યાગ્રહની જ બળ દે છે ભારે;
સ્વરાજના મંત્ર બહુ ગજવના પ્રેમને,
શાન્તિ અહીંસાથી ગુલામી ટાળે.
ગોખલે, તિલક ને હિન્દના દાદાનું,
સ્વર્ગથી જ્ઞાન મૃત્યુલોકે મળતું;
મહાત્માના હૃદયમાં ધોપની વેદીમાં,
દાસની જીવ્હાએ અમૃત ઝરતું.

લાલાની સ્વતંત્રતા અલીવીરોની દૃઢતા,
ફરજ માલવીઆ (નેરૂજી) બજાવે સારી;
સરોજની નાયડુ સરલાદેવી જુઓ,
ઉમા વાસંતીએ ટેક ધારી.
ભેદ ભૂતકાળના તિલક મહારાજના,
વર્તમાને મહાત્માજી હદ વાળે;
ભાવીમાં બાળશો ધોબ બાણુથકી,
સુવર્ણ સમ ઝળકશે ભારત ત્યારે.
ઉદય છે હિન્દનો ભારત સેવકજનો,
રાષ્ટ્રીય ભાવથી જશ મળશે;

સ્વદેશની ભક્તિથી હૃદયની શક્તિથી,
દુઃખ દારિદ્ર સૌ ઝટ ટળશે.
વ્યસનો વશ કરો અનાચાર દૂર કરો;
ઐક્યતા આદરો સુખ થાશે;
સર્વ પર સ્નેહ ધરો રંકપર રેહમ કરો,
જરૂર સ્વરાજ આવી ઉભું પાસે.

## જ્ઞાનની આંખે જણાતું ગુપ્ત સ્વરાજ.



અધર્મ જ્યાં વ્યાપે અતિ, ત્યાં દેવતાઓ ઉતરે,
અનાદીકાળે ચાલતો છે, કેમ પ્રભુ કાં વીસરે ?
ભાગ્ય ભારતનાં ભલેરાં ખીલે સમય પલટાય છે,
સ્વરાજની આશા થકી, સુધારો ઘરઘર થાય છે;
બાળાઓ ઝીણું કાંતતી, ચરખાને ફેરવતી હતી,
ખટપટ અવાજ એ શાળોના કાને પડે મીઠા અતિ;
પુણીઓ બનાવે બાળકો, અતિ પ્રેમરૂપી જાય છે,
સ્વરાજની આશા થકી સુધારો ઘર ઘર થાય છે;
શુદ્ધ વસ્ત્ર છે ખાદી તણું, એ શિતલ અંગ અધિકું કરે,
જે રંક અને શ્રીમંત સૌ જન, સ્નેહથી અતિ વાપરે;
સાદાઈ અને સસ્તામાં, સઘળાં સુખ આવી સમાય છે.
સ્વરાજની આશા થકી, સુધારો ઘર ઘર થાય છે;
વિદેશીની અંતિ મોહીની, તે આર્યના હૃદયે હતી,
સ્વદેશીના પરિબળ થકી, તે નીચતા ટળતી હતી;

તેને ધર્યો સ્વદેશ પ્રેમ, તેને હવે સમજાય છે,
સ્વરાજની આશા થકી, સુધારો ઘર ઘર થાય છે;
સ્વધર્મ સૌ સમજી ગયાં. ઉદર વીધા ઓળખી ગયાં;
સત્યાગ્રહ અને અસહકારથી, રાષ્ટ્રીય ભાવો ભરતાં થયાં.
ઉષા સમય પ્રભાતીયાં, દેશ ભક્તોનાં ગવાય છે,
સ્વરાજ આશા થકી, સુધારો ઘર થર થાય છે;
આળસ તજી ઉદ્યોગીઓએ, કાર્યનીજ કરતા થયા,
કૃષિ કરો અતિ હોશથી, સ્વકૃષિ ખીલવતા થયા;
કુસંપની જડ કાપીને, હવે ઐક્યતા બધે પથરાય છે;
સ્વરાજની આશા થકી સુધારો ઘર ઘર થાય છે;
વ્યસન ટળ્યાં દુર્ગુણમયને, પતિત કાર્યે ડરતાં થયાં;
અસ્પર્શતા તજતાં હવે સૌ ન્યાયી નીડર બનતાં ગયાં,
સાચો ભય ઇશ્વર તણો, સૌ જન સમાજે ગણાય છે,
સ્વરાજની આશા થકી સુધારો ઘર ઘર થાય છે;
સ્વદેશમાં સુરસ્તાથી, કો જાગ્યાને રહ્યા જાગશે,
સ્વદેશમા એક ધર્મથી, એ ભાવટ ભવની ભાગશે;
સ્વદેશપર અતિ પ્રેમથી, રામરાજ જરૂર સ્થપાય છે.
સ્વરાજની આશા થકી, સુધારો ઘર ઘર થાય છે;
શ્રી મહાત્માજીનો મંત્ર, ઊંડો હૃદયમાં પેસી ગયો.
શ્રી મહાત્માજીનો મંત્ર, દશ દિશાઓને ગજવી રહ્યો;
શ્રી મહાત્માજીના મંત્રથી બહુ જ્ઞાન પ્રગટાય છે,
સ્વરાજની આશા થકી, સુધારો ઘર ઘર થાય છે.

વી. મો. પંડ્યા.

ॐ

## वन्देमातरम्.

## મહાત્મા ગાંધીજીની આત્મચંટડીનો રણકાર.

મધુરો નાદ આ ક્યાંથી ! અહા ! રણકાર ન્યારો છે !
તજાવે નિન્દ હિન્દમાંથી, અહા ! રણકાર પ્યારો છે !
જીગરના તાર એક કરતો ! નવિન ચેતન સ્ફુરવતો !
નજરમાં અમી રેલવતો ! અહા ! રણકાર ન્યારો છે !
શ્રવણે ધ્યાન સૂચવતો ! ગતિમાં જ્ઞાન ભેરવતો !
જડવતને કેળવતો ! અહા ! રણકાર ન્યારો છે !
ખરે ? સત્યતા સેરવતો ? નીતિ ને ન્યાય મેળવતો !
પુનીત ધર્મ ફેલવતો ! અહા ! રણકાર ન્યારો છે !
અહિંસા કર્મ આદરતો ! પુરો પરમાર્થ પાથરતો !
ભુંડાનો ભેદ ખુલવતો ! અહા ! રણકાર ન્યારો છે !
અસહકાર ગજાવતો ! સત્યાગ્રહ રૂડો શીખવતો !
હુન્નર ઉદ્યોગ ખીલવતો ! અહા ! રણકાર ન્યારો છે !
અનેરા ઘોર રણકારે ! દેશપર પ્રેમ ઉચ્ચારે !
ભલો ભારત ઉદ્ધારે ! અહા ! રણકાર ન્યારો છે !

વી. મો. પંડ્યા.

---

## દાન.

( ગઝલ. )

અરે ઓ હિન્દના પુત્રો, હવે જાગી જરા જુઓ,
. . ... સુપાત્રે, લીઓ આ જન્મમાં લહાવો.

તમારી આંધરી શ્રદ્ધા, અનાચારો વધારે છે;
ખરાં દરીદ્ર કે દુઃખો, જરાએ ના કળાએ છે.

તમારા દાનથી દારૂ, અફીણ ભાંગો ધુંટાએ છે;
અખાડામાં મળી ટોળાં, ચડસ ગાંજો ભૂંકાએ છે.

ધરી ભગવી અરે કંથા, મફતના માલ ખઇ ફરતા;
મઠો મંદીર બાંધીને, હિંડોળા ખાટમાં પડતાં.

અરે પરમાર્થના નામે કરે છે કર્મ બહુ કુડાં;
કરે પરનું ભલું ક્યાંથી, હ્રદય જ્યાં તેમનાં મેલાં.

રડે છે ટુકડા માટે, તમારા દેશ બંધુઓ;
પ્રીતેથી છાતીએ ચાંપી, દુઃખીનાં આંસુડાં લુશો.

તમારા દાનથી પાળો, અનાથો ને નીરાધારો;
તમારા દાનના વાળી, અનુકૂળ ક્ષેત્રમાં વાવો.

અરે ઓ હિંદના પુત્રો, હવે તો આંખ કંઇ ખોલો;
તમારા દાનના વાળી કુમાર્ગે ના હવે ઢોળો.

લી. દીવાન.

---

## (ગાંધીજી) સંત પુરૂષનાં લક્ષણો.

( ગઝલ. )

ખરેખર પૂર્ણ નિષ્કામી, જગત સબ બ્રહ્મ જાણી;
જીવન હિન્દને સમર્પે છે, ખરે તેવા સંત ગાંધી છે.

કરે પરનું ભલુ હરદમ, જુકાવી જાતની ગરદન;
હવીમાં હોમી દીધું મન, ખરે તેવા સંત

પરાઇ પીડને જાણે અને નીજ દિલપર આણે-
કરે યા હોમ તે ટાણે, ખરે તેવા સંત ગાંધી છે.
ફુબાડી દેહની માયા, ભિતિ ભંડારીને આવ્યા;
હુતાશમાં ડુબી કાયા, ગણો તેવા સંત ગાંધી ને.
બધાં બ્રહ્માંડમાં વ્યાપેલ, અને હું તે મહી સામેલ,
નજર આ દૈ તથા વ્યાપેલ, ખરે તેવા સંત ગાંધી છે.

ન. મ. પંડ્યા.

---

## સ્વદેશ ભક્તોના આન્તર અવાજ.

### અહિંસા એ પરમ ધર્મ છે.

સ્વરાજ એ અમારો જન્મસિદ્ધ હક્ક છે.
સ્વદેશ સેવા એજ જન્મની સાફલ્યતા છે.
આત્મબળ આગળ યાંત્રિક બળ તુચ્છ છે.
સત્યતા એ પ્રાચીન રૂશીઓની પ્રસાદી છે.
રાષ્ટ્રિય કેળવણી એ સાચી કેળવણી છે.
ઐક્યતાથી સર્વ વસ્તુ સાધ્ય છે.
આત્મભોગ એ ખરી વીરતા છે.
સ્ત્રીઓની ઉન્નતિ તે જ દેશની ઉન્નતિ છે.
સાચો સ્વાર્થ એ પરમાર્થ છે.
સાચી દૃઢતા એ ધાર્યું ફળ મેળવી આપે છે.
સ્વદેશી વ્રત પાળવું એ સાચી તપશ્ચર્યા છે.

વી. મો પંડ્યા.

---